# સ્વરાજનો હથીયાર

## તે શું?

## મહાત્મા ગાંધીજીનો રેંટીયો.

રાગ ગરબો.

સખી ગાજો ગરબો જઇ વાટીમાં આજ
ગાંધી થયો આ—હિંદ૦

રેંટીયા ચલાવ્યા સખી હિંદમાં ફરીને
વાંકી વળી દેજો સખી તાળી ફરીને
શાન્તિમાં સુખ બહુ માનતારે લોલ—ગાંધી
હિંદને જગાડયું એણે દુઃખડાં સહીને
લેવા સ્વરાજ્ય એણે પ્રેરણા કરીને
સખી વાતોમાં વાહ વાહ વહાવ્યુંરે લોલ—ગાંધી
અમૃત રસ એના મુખમાં ભર્યું છે
જુલ્મીના જોરે એનું હૈયું ભર્યું છે
વસ્યો જેલમાં જઇને એ જોગીડો આજ—ગાંધી
સાજ સ્વરાજ્ય લેવા સરવે સજાવ્યો
ા હિંદ આખામાં ડંકો બજાવ્યો
મદ ને શૌકત સંગાથમાંરે લોલ—ગાંધી
ારવા આ દેશને બદલ્યો વેશ કરી પેર
સુખે જઇને તમે ફેરવો રેંટીયો ઘેર
વી જય હિંદની જયજય શબ્દસુણાય

પ્રતાપ વીર ગાંધી તણા ગુણ હરનીશ ગવાય—ગાંધી
વાતો વાતોમાં એણે સઘળું સમજાવ્યું
પ્રેર રસ પ્રીતીનું ઝરણું ઝરાવ્યું
ગગડાવ્યાં હિંદમાં નીશાન છેરે લોલ—ગાંધી
રેંટીયાનો રંગ બહુ લાગ્યો છે અંગમાં
શાણી સખી સુણજો સૌ આવી આ જંગમાં
રંગે ચઢ્યા ખુબ રેલરે લોલ—ગાંધી
સખી વિદેશથી જઇ વસુલાત કરવા
ભીડી છે હામ હરનીશ જઇ ફરવા
પટેલ આ લેખથી પઢાવતોરે લોલ—ગાંધી

---



## ખુને જીગરસે પ્રીતી—રાગ.

રાખો ભરોસો ભારીરે એ હિંદુ મુસલમાન
શાંન્તિ ભણાવે ગાંધીરે એ હિંદુ મુસલમાન
ભલે જેલમાં જકડી જાયે રીબાવે અપની કાયે
પડતા નહી પાછા લગારરે એ હિંદુ મુસલમાન
માગો મુખેથી પાછો આપો અમ દેશ આ સાચો
વેગે ઘેલા થઇ વાલારે એ હીંદુ મુસલમાન
બહીષ્કાર કરી સૌ બાળો વીદેશી કાપડ ટાળો
સ્વદેશની ધુની જગાવોરે એ હીંદુ મુસલમાન
રંગે રમવા સૌ આવો ગીતો રેંટીયાના ગાવો

પુણીથી તાર બનાવોરે એ હીંદુ મુસલમાન
શાન્તીથી શટકી જાજો કુસમ્પ કરીને લાજો
ચાખો મેવા આ તાજોરે એ હિંદુ મુસલમાન
કરમસદતણો હું વાસી તાલુકો રહ્યો છે પ્રકાશી
આણંદ કહે ઉલ્લાસીરે એ હિંદુ મુસલમાન
ભમતોને ભાષણ કરતો ભાઇલાલ ઘણું કહું ફરતો
પ્રભુને અરજી કરતોયે એ હિંદુ મુસલમાન

## રાગ—ગલેમંડીની ગોલવાડનો.

પાયો મને ગાંધીએ પ્યાલોરે હવે મને હિંદ છે વાલોરે
દેશ છે વહાલો વેશ છે વહાલો ખાદીથી ખુશી થવાય
રેંટીયા સાથે રાસ રમીને મન મારૂં હરખાય— પાયો૦
સુજ પરી હવે શેઠીયા મારા તાળી જુઓ નરનાર
દેશ વહાલાને બદલે બદલું વેશ આ મારો જેકાર—
ભારતનું ભલું ચાહીને ફરતા ખાદી પહેરી નરનાર
ભષ્મ ભભુતીનું ભાથું બાંધીને કરૂં જઇ પોકાર
મોજ મઝાની મોહીની જાળમાં દેશ કર્યો અરે ડુલ
બે હાથે પકડી કાનની બુટી કરજો ભૂલ કબુલ—
દેશ મારાના દુઃખો નીહાળી દુઃખી થાવું દીલમાંય
હરીનો લાલ કોઇ હંડીયો કાઢીને બ્હાર કરો આવી આંય
બાવા બનીને બહાર ફરે છે જટાધારીઓ જરૂર

ભાતરનો ભેદ ભારે દેખીને ઉઠે અંતરમા અરૂણુ–
શાંન્તિ સાગરના ભલે ઉછાળા મારી રહે આસમાન
વેર કરીને વઢવા જાતાં સુવું પડે સમશાન
ચમકતી વીજ ઝાંખી થઇને ભલે થાય ઘમઘોર
ઝરમર ઝરમર મેવલો વરસે કરશો નહિ જરા શોર–
સુર્યોદય સરમાયી બેઠા છે શરમાયે તારા સમેત
વીર ઉઠો વેગે વહાલ કરીને માગો જઇ સ્વદેશ–
પારલામેન્ટથી પુરી કરીને પુરી કરી જઇ પેર
વૈદોનાં પડીકા વળી ખાવાને આવતા નહી પાછા ઘેર–
પુરૂં કરીને આવ્યો ફરીને સાંભળી ભાષણ આજ
કોમળ હસ્તથી કલમ ચલાવી કરવા બેઠા આ કાજ–
ભાઇઓ ભોળા દીલનાં મોળા ગબડાવ્યા ગબડી જાય
ઉમંગીઓનું પુંર અટકાવી પ્રપંચોમાં જઇ નાહ્ય–
નથી લીધાં કંઇ નાણું ખરચી પરચી કહે ભાઇલાલ
ભજે એના ભગવાન ગણીને ઉઠી ભજો કોઇ લાલ

---

## સ્વરાજ્યનો સંદેશો.

ઘરોઘર રેંટીઆ રાખો કહે છે મહાત્મા ગાંધી,
સુતરને તાંતણે લઇશું વીરા સ્વરાજ્યને સાંધી ;
નથી લડવું નથી મરવું નથી કંઇ મારવા જાવું,
ભુષણ એ ખાદી પહેરીને અસહકારી હવે બનવું.

સુદર્શન ચક્રના જેવો, વિજયનાદ કરનારો,
સકળ સિદ્ધિ એ દેનારો, રૂપાળો રેંટીઓ મારો.
શું એનો સ્વાદ મીઠો છે રૂડું સંગીત ગાનારો,
મહાત્માને ઘણો વ્હાલો સુખી સ્વદેશ કરનારો.
કરો સૌ પાઠને પૂજા હમારો રેંટીઓ રાજા,
સજીવન રેંટીઓ કરતાં વાગ્યાં સ્વરાજ્યનાં વાજાં.
દયાળુ રેંટીઓ મ્હારો ઘણાંનાં પેટ ભરનારો,
જગતમાં છે નહી આવો અમૂલ્ય દાન દેનારો.
અમારા દેશનું ગૌરવ સદા છે રેંટીઆ માંહી,
વિસાર્યો રેંટીઓ જ્યારે ભરાણી દેશનો આંહી.
ડરાવે દેવ ને દાનવ એવો છે રેંટીઓ શૂરો,
વધારે દેશનું ગૌરવ સગુણી રેંટીઓ રૂડો.
હીરો કહે હાથ જોડીને પધારો રેંટીઆ બાપુ,
તમારી સેવની ખાતર કહો તો પ્રાણ પણ આપું.

## બાળકોની યાચના.

(રાગ—અમ્મા મુઝે અચ્છી સી ટોપી દીલાદો.)

મા મને ખાદીની ટોપી અપાવો,
ખાદીની ટોપી અપાવો—મા મને
ખાદીનું પહેરણ ખાદીની ધોતલી,
ખાદીની કંથા પહેરાવો—મા મને.

ખાદીનું દફતર ખાદીના જોડા,
ખાદીથી સુંદર બનાવો;
(હાં—બાપુ—હાં) મા મને.

બાપુ ગાંધીજીની દેશી નીશાળમાં;
સ્વદેશી ભણતર ભણાવો. મા મને.
પ્રીતે પ્રભુજીનાં ભજનો ગાતાં,
રેંટીઓ રૂડા કંતાવોઃ
(હાં—ભાઇ—હાં) મા મને.

સ્વરાજ્ય લેઇશું સુતરના તાંતણે,
ખાદીનો મહીમા ગવાયો;
(હાં—બેટા—હાં) મા મને ખાતી.
દવે હો. સુંદરજી—મુંબઇ.

---

# વીલાયતી કાપડ બાળોરે.

## (રાગ—સૈયદા તારો ખુબ છે દાંડોરે.)

હવે સૌ શોખજ ત્યાગોરે,
વીલાયતી કાપડ બાળોરે:
કોટ, પાટલુનને દુર ફેંકી દો, હેટમાં મુકોને ચ
સ્ટોકીંગ મોજાંને બોયકોટ કરી દો, રૂમાલે મુકોને લ
જરા તમે આંખ ઉઘાડોરે—હવે સૌ.

ચસ્માંને તમે વસમાં કરી દો, સ્ટીક કરી દો ઠીક,
કહ્યું માનો ઓ વિરલા મારા, નહિ તો માગશો ભીખ;
ખરૂં અને સત્યજ ભાખુંરે—હવે સો.

કોલર ભાઇને ઢોલ લગાવી, નેકટાઇને મારો લાત.
બો. ને તો વળી બુમ પડાવી, થાઓ હવે તૈયાર:
હવે વખત વધુ ન રહેતોરે—હવે સો

જુની પુરાણી ખાદી સ્વીકારો, પહેરોને વીરલા ખાસ.
સંપ ધરી તમે ઐક્યતા ધારો, ગાંધી મહાત્મા કે ખાસ:
નથી હવે વધુ હું કહેતોરે—હવે સો.

(શાહ ગો. હરજીવનદાસ અમદાવાદ.)

---

# પરતંત્રા ઉર્ફે ગુલામી બેડી.

પથ્વી પુત્ર ઉપરથી,

ખાખા જગતના ધર્મથી; પણ દેશની સેવા વધી.
ત્તી લીધી પ્રીતિ પ્રજાની; તો જીતી દુનીયા બધી.
પી પ્રજાને દુ:ખમાં; સુખ ભોગવ્યું જખ મારવા,
ન રાજી તો: હોય રાજા થવું જખ મારવા.

## કવ્વાલી

અરે હો હીંદના વાસી; સમયની રીત સુધારો,
અરે આ માતૃભુમીની; દશા તો કૈંક વીચારો.
મહાશય મહાત્મા ગાંધી; અલીમહમદ અને શૌકત,
કરે છે દેશની સેવા; અરે સ્વરાજની ખાતર.
પડી છે હાથમાં બેડી; છતાંયે આંખ ના ખુલી,
રહ્યા છો મોહની અંદર; ગયા સ્વરાજ્યને ભુલી.
અરે હીંદુ મુસલ્મીનો; અગર હો પારસી બંધુ,
તમારા દેશની ખાતર; ચહો શુભ હીંદ માતાનું.
હતાં જે રાજ્ય હીંદીના; ગયા તે રાજને છોડી
પડી પરતંત્રની બેડી, અરે એ માતૃભુમીને
કીધી છે કત્લો બહુ ઝાઝી; કરી પંજાબમાં હોળી.
પીધા છે ખુન હીંદીનાં; ગયા તે વાતને ભુલી.
દીધોતો કોલ આવીને; થયા વિશ્વાસઘાતી તે.
જમાવી રાજ્યની સત્તા; થયા અધીકારી તે આજે.
કહે છે મહાત્મા ગાંધી; સુનો બંધુ હવે મારા,
છેવટનો આ છે સંદેશો, સમજજો દીલથી પ્યારા,
વિદેશી માલને ત્યાગો: સ્વદેશી ધ્યાનમાં ધરજો,
થશે શુભ હીંદ માતાનું; અરે ઓ ભાઇને બહેનો,

અરે ખાદીમાં આબાદી; બીજા માંહી છે બરબાદી,
પહેરીને હવે ખાદી; દયા લાવી દયા લાવી,
જમાનો જાય બદલાયો; કથા આ થાય છે પુરી,
ચેતવવાને કહું આજે; અરે ઓ ભાઈ ને બહેનો.

પ્રકાશક
મનસુખલાલ ભાઈચંદ શાહ
નારદીપુરવાળા,
ઠે૦ હનુમાન સ્ટ્રીટ દેરાશર પાસે.
તા. ૧૭-૧૨-૨૩

---

# ચર્ખા

મેરી માં બહિન ન ચર્ખા ચલાલો—અબતો ચર્ખેકા આયા જમાના
તુમસે ઇજ્જત ખીલાફત કી હોગી—શાન ભારતકી તુમસે બઢેગી
શાન દુશ્મન કી અબ તુમ ઘટાલો—મેરી
જીસને કાબા પે ગોલી ચલાઇ—ઉસકો બરબાદ કરેગા ઇલાહી
તુમ ભી દુશ્મનકી ઇજ્જત ઘટાલો—મેરી
હે નસીહત મહમ્મદઅલીકી યહી કહતે શોકતઅલી ભી
અબ ચર્ખેસે પૈસા નિકાલો—મેરી
સારે ભારતકા હે જો પ્યારા હિન્દુ મુસ્લિમકે આંખોકા તારા
કહતા "ગાંધી" હે ઇજ્જત બચાલો—મેરી

૧૧૩૯૭.



ુમને ભર દી જો દુશ્મન ઝોલી- બનાઇ તોપ બંદુકકી
ઉસને ગોલી
તુમ ભી ચર્ખે કી તોપેં બનાલો-મેરી.
છોડ ચખો જો તુમને દિયાહે-ઘોઇગલેંડને ભારત લીયાહે
ભારતકી અબ તુમ બચાલો-મેરી
ન લિયા હમસે કાબા મદીના-કૈસા મુકદ્દર હે હુમાં
બ તે દારલ ખિલાફત બચાલો-મેરી
ુકમ ગાંધીકા હે જો સુન લો-કાતકર રૂઇકા ગાડા બુલાલો
ગાર રૂપયોકી ઢેરી લગાલો-મેરી
ાપ ભાલા બનેગા યહ ખદ્દર-મન દુશ્નકી લેગા હય ખદ્દર
ર ધાગેકે તીરે બનાલે-મેરી
સે કહતા હે ગાંધી પ્યારા-યહી કહના હે શૌકત હમારા
ાડ કપડે વિદેશી જલાલો-મેરી
ટ ગયે ઐશ વ આરામ સારે હય કૈસે દુનિયામેં હોંગે ગુજારે
બ તો આજાદી કા ડંકા બજાલો-મેરી
ય હિન્દ કે સરે જેલખાના-જહાં દેશભકતોંકા
દેશ ભકતોંકી લાજે
ીકા ક
ે